ગાંડીવ મુદ્રણાલય કેળાપીઠ સુરતમાં છાપી ગાંડીવ સાહિત્ય મંદિર તરફથી નટવરલાલ વીમાવાળાએ પ્રગટ કરીઃ સંવત ૧૯૮૪. આવૃત્તિ પહેલી

**કિંમત આનો એક**






'એક હતો કુતરો' ની પેઠે આ ચોપડીમાં હાથીઓને લગતી જુદી જુદી કહાણીઓ રજુ કરી છે. હાથીને લગતી થોડી સામાન્ય માહિતી પણ છેલ્લે ઉમેરી છે.

# હાથી ધમધમ ચાલે—

(૧)

શેઠનું ઘર ગામથી દૂર. રોજ ગામમાં તો જવુંજ પડે. એટલે શેઠ હાથી પર બેસીને જાય.

રસ્તે જતાં રોજ એક પુલ ઓળંગવો પડે. પુલ લાકડાનો. ભારે મજબૂત ન મળે. હાથી તો સાચવીને જાય ને સાચવીને આવે.

એક દહાડો તો પુલ આવ્યો એટલે હાથીભાઇ ઉભાજ રહ્યા. શેઠ ડચકારી પર ડચકારી બોલાવે. પણ હાથી તો કંઇ સાંભળેજ નહિને! જરાય ન ચસે.

શેઠને ચઢી ચીઢ, તે ઉઠાવીને અંકુશનો ગોદો લગાવ્યો. એક બે ગોદા લાગ્યા એટલે હાથીભાઇને લાગ્યું કે હવે આગળ ચાલ્યા વિના છુટકો નથી. આગળ ચાલ્યા.

પણ પગલાં મૂકે તે જાણે જોઇ જોઇનેજ. એક ડગલું મૂકે. વળી શુંઢથી પાટીયાં સુંઘે. વળી બીજું ડગલું મૂકે. વળી સુંઘે.

એમ કરતાં અડધે આવ્યા, ત્યાં તો પુલ કડ-ડડ ભુસ ! ને હાથી ને શેઠ બન્ને નીચે નદીમાં !

શેઠજી તો તણાઇને મુઆ. હાથીને વાગ્યું ઘણું. પણ બચી ગયો ખરો. એણે તો બહુયે ચેતવણી આપી પણ શેઠને સાન ન આવી.

હાથી બહુ બુદ્ધિશાળી પ્રાણી છે.

( ૨ )

આ વાત લંકાની છે. લંકામાં તો હાથી ઘણા ઘણા થાય છે. લંકા તો હાથીનોજ દેશ.

હાથીખાનેથી રોજ હાથીને નદીએ પાણી પીવા લઇ જાય. ઘાટે જતાં રસ્તે કોઇ કોઇ માણસો

હાથીઓને કંઇ કંઇ ખવડાવે.

એમાં એક બચ્ચું હતું. રસ્તાપરના ઘરવાળો એક જણ આ બચ્ચા પર બહુ પ્રેમ બતાવે. રોજ કંઇ ને કંઈ ખાવાનું આપે. હાથીઓને અંજીરનાં પાંદડાં બહુ ભાવે. ઘણું ખરૂં તો પેલો તેજ ખવડાવે.

એક દહાડો એને થયું: લાવો આજે તો આ બચ્ચાની પરીક્ષા કરીએ. જોઇએ તો ખરા!

એણે તો એક મોટો પથરો લીધો ને તેની ઉપર થોડા પાંદડાં મૂકયાં. મહાવતને પહેલેથી કહી રાખ્યું કે આજે તો હું પેલા બચ્ચાંની ગમ્મત કરવાનો છું. એને પથરો આપવાનો છું. જોઉં તો ખરો એ શું કરે છે!

મહાવત કહે: કરી જોજે, પણ એ છેતરાવાનો તો નથી.

બચ્ચું આવતાંજ પેલા ભાઇએ તો ટોપલી મુકી. ઉપર બે ચાર પાંદડા ને નીચે પથરો.

પણ શુંઢ ટોપલીને અડી ત્યાં તો બચ્ચાએ ચાલ-

વાજ માંડયું. મહાવત પેલાને કહે: મેં નહોતું કહ્યું?

પાણી પીને બધા હાથીઓ પાછા ફર્યા. પેલું બચ્ચું પણ ખરું સ્તો!

પેલા ભાઇ એટલે બેઠા હતા. હાથી તરફ કંઇ બરાબર ધ્યાન નહોતું.

ત્યાં તો પેલું બચ્ચું કૂદ્યું. કીધો ધસારો તે ઠેઠ એના ડીલ પર. શુંઢમાં લીધો. જમીન પર પછાડયો ને છુંદી નાંખ્યો! હાથી પોતાનું અપમાન સહન કરે કે?

(૩)

એક લશ્કરી અમલદાર પાસે હાથી હતો. એક વાર હાથીની આંખમાં કંઈક પડયું એટલે આંખોમાં દરદ નીકળ્યું. ત્રણ દહાડા તો એ આંધળોજ રહ્યો. પેલા સરદારે તો દાક્તરને તેડાવ્યો. પૂછયું: આની કંઇ દવા થશે? દાક્તર કહે: ભાઈ, નક્કી કહેવાય નહિ, પણ એક આંખ અજમાવી જોઉં. માણસો તો સારા થાય છે, હાથીનું તો કોણ જાણે!

પછી તો હાથીને સુવાડયો ને એની આંખમાં દાક્તરે દવા મુકી. દવા બહુ ચચરે તેવી હતી એટલે એ બૂમ તો ખૂબ પાડી ઉઠયો. પણ દવાની અસર સારી થઇ ને બીજે દહાડે એ આંખમાં ઘણો સુધારો માલમ પડયો; કંઇક દેખતી પણ થઇ.

આમ થયું એટલે દાક્તરને ય હિંમત આવી. તેણે બીજી આંખમાં પણ દવા મૂકવાનું કબુલ્યું.

ફરીથી દાકતરને હાથી પાસે લઇ ગયા. દાકતરનો અવાજ સાંભળતાંજ હાથી તો આગળ પેઠે સુઇ ગયો ને દવા માટે આંખ ધરી. શુંઢને વાળી દીધી. શ્વાસને રોકી રાખ્યો. જાણે માણસજ વાઢ-કાપ કરાવતું ન હોય!

દવા મુકાઇ રહ્યા પછી એ ઉઠયો ને શુંઢ હલાવવા લાગ્યો. જાણે પોતાની આંખ સાજી કરવા દાક્તરનો પાડ ન માનતો હોય, તેમ!

(૪)

એક વાર હાથીઓની સાઠમારી હતી. મલીર નામનો હાથી બીજા એક હાથી સાથે કુસ્તી

ખેલવાનો હતો. એક મોટા ચોગાનમાં એ કુસ્તી થવાની હતી. અયોધ્યાના રાજા અને બીજા હજારો માણસો તે જોવા બેઠા હતા. કુસ્તી શરૂ થઇ. જોશથી ચાલી. મલીર ખુબ ઝનૂનમાં આવી ગયો. અને એ ઝનુનમાં ને ઝનુનમાં તેણે પોતાના મહાવતને પાડી નાંખ્યો ને ચગદી કાઢ્યો. એકાએક તે ચોગાનમાં એક બાઈ દોડી આવી. તેની કેડે બે વરસનું એક બાળક હતું! એ પેલા મહાવતની વહુ હતી. દુ:ખથી ઘેલી બનેલી એ બાઇ હાથી પાસે જઇ બરાડી ઉઠી: અલ્યા જંગલી, જો આ તેં શું કર્યું છે તે! લે, હવે અમને બધાનેજ મારી નાંખ. મારા ધણીને મારી નાંખ્યો, તો હવે તેના દીકરાને અને વહુને પણ ખાઈ જા! લે, છુંદી નાંખ!

સૌ ધારતા હતા કે બાઇનું આવીજ બન્યું છે ને બંને હમણાં ધુળમાં રગદોળાઇ જશે! પણ ના રે ના. એવું કંઈજ ન થયું. આ સખત ઠપકો સાંભળી મલીર તો જાણે ઠંડોજ પડી ગયો!

પોતાના કામ માટે તે પસ્તાતો હોય તેમ લાગ્યું. તે ચારે પગે ભોંય પર પડયો ને માથું ઝુકાવી દીધું. પેલી બાઇ તો ઉભી ઉભી એને મહેણાં મારવા લાગી અને શાંત ગરીબ ગાય જેવો થઇને એ મહેણાં સાંભળી રહ્યો. પેલું બચ્ચું એની શુંઢ સાથે રમત કરવા લાગ્યું.

રાજાએ બુમ પાડી: એ બાઇને કહો કે હાથીને પાછો વાળી જા. એનું કહ્યું એ માનશે.

બાઇએ હાથીને શુંઢ પકડીને ખેંચ્યો ને જેમ પાળેલી બકરી આવે તેમ તે ચાલતો થયો. રાજાએ કહ્યું: બાઈ, તું એના પર બેસી એને બહાર લઈ જા. હાથી બેસી ગયો. બાઇને પોતાના પર બેસવા દીધી. શુંઢ વડે ઉંચકીને તેનું બાળક આપ્યું. પછી એના ધણીનું શબ આપ્યું, ઉભો થયો ને ધીમે ધીમે ચાલતો થયો. તે દિવસથી એ બાઈ-નોજ હુકમ એ માને. બીજાની સામુંય ન જુએ. ગમે તેવો ગુસ્સે ભરાયો હોય તોપણ બાઇને એકજ હુંકારે શાંત થઈ જાય!

પોતાની ભૂલ માટે એ આખી જીંદગી આમ પસ્તાયો.

(૫)

પારીસની વાત છે. હાથી વગેરે તે વેળા ત્યાં નવાઈના ગણાતા. એટલે હાથીવાઘનાં સરકસ આવે તો લોકો જોવાને ઉલટે.

એક સરકસના ચોકીયાતને એવીજ ટેવ કે જોવા આવનારાઓ જાનવરને કંઇ ખવડાવવા કરવા જાય તો નાજ કહે. ખાવાનું નાંખવાજ ન દે.

હાથીનું તો કંઇ નહિ પણ હાથણીના ગુસ્સાનો આથી પાર ન રહે. તે આ વાત પર ચોકીયાત સામે ધુરકીયાંજ કરે. એટલુંજ નહિ, પણ કોઇને એ અટકાવે ત્યારે ચિઢાઇને પોતાની શુંઢમાંથી એના પર પાણી પણ છાંટે!

એક દહાડો ઘણો મેળો ઝામેલો. કેટલાય બધા જોવા આવેલા. એક જણે રોટલી નાંખવા માંડી. તરતજ ચોકીયાતે તેને ના કહેવા પ્રયાસ કર્યો. પણ એવું બોલવા તે મ્હોં ઉઘાડે છે ત્યાં તો ફુરૂ-

રૂરૂરૂ તેના પર પાણીની ધારા આવી પડી. પેલી હાથણીએ નાંખેલી. બધાય માણસો ખડખડ હસી પડ્યા.

પણ તેથી ચોકીયાત ગભરાયો નહિ. એણે તો શાંતિથી ચોકી ચાલુ રાખી. મ્હોં લૂછી નાંખ્યું ને આંટા માર્યા કીધા. વળી ભોગજોગે બીજી વાર પણ એક જણને મનાઈ કરવી પડી. એ સાંભળીને પેલી હાથણીને તો એવી ઝાંઝ ચઢી કે એની પાસે દોડી આવી, એની બંદુક છીનવી લીધી. તેને અમળાવી અફાળી તેનો કુચો કરી મૂકયો ને પછીજ એના તરફ પાછી ફેંકી! ચોકીયાતની બન્દુકનો પૂરો ખુરદો થઈ ગયો!

(૬)

પાછી લંકાનીજ વાત. એક ઠેકાણે ચોખાનો મોટો કોઠાર. જંગલની તો પાસેમાંજ. સાચવવા સારૂ લશ્કરી ટુકડી રહે.

બન્યું એવું કે, થોડે દૂરના ગામડામાં કંઈક તોફાન થયું એટલે તે શાંત કરવા ઘણાક સિપાઈ

ત્યાં ગયા. માત્ર બે ચોકીયાત કોઠાર પર રહ્યા. કોઠાર બહુ મજબૂત હતો. એની દિવાલો પાકી, ઈંટની ચણેલી. ઉપર છાપરૂં ને અંદર જવાનો રસ્તો ય છાપરા પરથી. છાપરામાંજ બારણું રાખેલું.

પેલા બે ચોકીયાત બેઠા હતા ત્યાં તો એકદમ મોટો હોકારો સંભળાયો. જંગલમાંથો જંગલી હાથીઓનું એક ટોળું દોડી આવ્યું. પેલા ચોકીયાતોના તો ભોગ લાગ્યા! હવે તો માર્યાજ જવાના કે શું? તેમણે રસ્તો કીધો. પાસેજ એક વડનું ઝાડ હતું. ઉંચું તો એવું કે આસ્માન સાથે વાતો કરે. તે પર ચઢી ગયા ને ધડકતી છાતીએ ત્યાં બેઠા; પેલા હાથીઓ શું કરે છે તે જોવા લાગ્યા.

હાથીઓ તો ધસી આવ્યા. કોઠાર પર હુમલો કર્યો. ચારે બાજુ ફરી બારણા માટે તપાસ કરી. બારણું ક્યાંય જણાયું નહિ. અંદર મઘમઘતા ચોખાનો રૂપાળો ખોરાક છે તે તો ચોકખું જ-

ણાતું'તું. બે મકના મસ્તાનાઓએ મકાનના ખુણા પર પોતાનું જોર અજમાવવા માંડયું. પણ એ તો પાકી દિવાલ, તે કંઇ સહેજે મચક આપે ?

મકના સમજ્યા કે આમ તો પત્તો લાગે તેવું નથી. પછી એકે તદબીર લગાવી. ભીંતમાં સહેજ ખાડો ખોદી દાંત ભેરવ્યા. ખોદી ખોદી એક બે ઈંટ કાઢી નાંખી. પછી તો પૂછવુંજ શું ? બધા મંડ્યા. ઈંટ પર ઈંટ નીકળતી ચાલો ને દરવાજો તૈયાર ! દરવાજો તેય એવડો કે ખાસ્સો હાથી જઈ શકે.

પણ બધા હાથી કંઈ અંદર થોડાજ સમાઇ શકવાના હતા ? એટલે ત્રણત્રણ ચારચારની ટુકડી પાડી. એક ટુકડી જાય, ઉજાણી કરે ને બહાર આવે. પછી બીજી ટુકડી જાય. એમ ને એમ લગભગ બાવીસ–પચીસ હાથીઓના ધાડાંએ પેટ ભર્યું.

એટલામાં થોડે દૂરથી એક ચીસ સંભળાઈ— હાથીનીસ્તો. પહેલો ખાઇ આવનારો હાથી દૂર

ઉભો ઉભો ચોકી કરતો હતો. તેણે જોયું કે દૂરથી એ લશ્કરી ટુકડી આવે. માર્યા ઠાર. નાસો ભાઇ નાસો, એમ સુચવવા તેણે ચીસ પાડી. તરત બધા સમજ્યા; ને શુંઢ હલાવતા હલાવતા જંગલ તરફ ભાગ્યા.

સિપાઇઓએ આવીને જોયું તો પોણો કોઠાર ખાલીખમ! એક જણે એક બંદુક છોડી. તેના જવાબમાં મશ્કરી કરતો હોય તેમ છેલ્લા હાથીએ હવામાં પુંછડો ઉછાળો અને જોતજોતામાં તો બધા ગેબ થઈ ગયા!

(૭)

રાજપુતાનામાં ભરતપુર રાજ આવેલું છે. તેના પર એક વેળા ઇંગ્રેજોએ ઘેરો ઘાલ્યો હતો. તે વખતની વાત છે.

ઘેરો ચાલતો હતો એવામાં પાણી ખુટ્યું. તાપ ખૂબ પડતો હતો. પવન ફુંકાય પણ તે ઉનો ઉનો–ગરમ લ્હાય જેવો. પાણીની તરસ તો તરસ લાગે!

પાણી મેળવવાનું થાનક એકજ. શહેર બહાર

થોડે દૂર બે ત્રણ ઉંડા મોટા કુવા હતા. તેમાંના સૌથી મોટા પર ખુબજ પડાપડી થતી. માણસો તેટલા ને ઢોર પણ તેટલા. સૌને બીજાથી પહેલું પાણી લેવું હોય એટલે ચાલે ધકાધકી.

એક વેળા એવું બન્યું કે બે મહાવત પોતપોતાના હાથીને લઇને આવ્યા. એક મોટો ને જોરાવર હતો. બીજો નાનો ને નબળો હતો. બેય જણા કુવે ભેગા થઇ ગયા. નાનકડા પાસે શુંઢમાં ડોલ હતી. મોટા પાસે કંઈ ન હતું. મોટાએ તો માર્યો ઝપાટો. ડોલ નાના પાસેથી ઝુંટવી લીધી. લઢવાડ ઝામતે, પણ નાનો સમજતો હતો કે લઢવા જઇશ તો મારૂં કંઇ ચાલવાનું નથી ને ઉલટો વધારે માર પડશે. એટલે તે ચુપ રહ્યો. પણ બે મહાવત વચ્ચે ટપાટપી ચાલી.

એ દરમ્યાન પેલો નાનકડો પોતાનું વેર લેવા લાગ જોઇ રહ્યો હતો. તે ધીરે ધીરે કુવાથી થોડે દૂર ગયો. મોટો હાથી કુવાની લગોલગ ઉભો હતો. તક જોઇને નાનો એકદમ દોડતો આવ્યો ને મોટાને

માર્યું માથું તે ગબડાવ્યો ઠેઠ કુવાની અંદર.

મહાવતો ને બીજાઓ તો વિમાસણમાં પડ્યા. સૌ ગભરાયા કે હાથી પડ્યો તે તો પડ્યો; પણ લોકો બધા તરસે મરે તેનું શું ? આવું મોટું પ્રાણી અંદર પડે એટલે પાણી બગાડ્યા વિના રહેજ નહિ. તેના શરીરનો બધો ગંદવાડ પાણીમાં ઠલવાય એટલે પછી તે પાણી પીવાય કેમ?

વળી એને બહાર કાઢવો તે પણ એને ઈજા ન થાય એવી રીતેજ કાઢવો જોઇએ. કરવું શું ? કુવાનું પાણી મોંઢાથી લગભગ વીસ ફુટ નીચાણમાં હતું. પેલા અંદર પડેલા મકનાજી તો ત્યાં મોજથી તરતા હતા. તેને તો જરાયે દુઃખ નહોતું લાગતું. ઉલટું તડકા તાપમાંથી ઠંડક મળી તેથી રાજી રાજી દેખાય! જાણે બહાર નીકળવાની મરજીજ ન મળે.

એટલામાં એક મહાવતને તદબીર જડી. તે કહે, આપણે પેલા લાકડાના ભારાઓ છે તે લાવીને ધીમે ધીમે અંદર નાંખીએ ને હાથી તે

પોતાના પગની નીચે મૂકતો જાય તો એ ઉંચો ને ઉંચો આવતો જાય, ને આખરે બહાર નીકળે. એ જુક્તિ અજમાવી જોઇએ.

ઘેરો ચાલતો હતો તેને લીધે લાકડાના ભારા પુષ્કળ તૈયાર હતા. કુવા પાસે લોકો ભારા લઇ આવ્યા. મોટા હાથીના મહાવતે હાથીને બરાબર સમજાવીને કહ્યું કે: આ ભારા અમે ધીમે ધીમે નાંખીયે છીયે. તેને તારા પગ તળે સરકાવતો જજે.

પછી દોરડી બાંધી ભારા ધીમે ધીમે અંદર ઉતારવા માંડયા. પેલો હાથી પણ બરાબર સમજી ગયો. તેણે ભારા ખેંચી લઇ પગ તળે સરકાવવા માંડયા. ને થોડી વારમાં તેના ચારે પગ તળે ભારા ગોઠવાયા ને તેના પર એ ઉભો રહ્યો. પણ થોડી વારે એને લાગ્યું કે આ તો મારી ઠંડકની મઝા જતી રહે છે. એટલે એણે તો ભારા તરફ ધ્યાન આપવું બંધજ કર્યું. બહુ ઘાંટા પાડયા, બુમાટા પાડયા. પણ એ સાંભળેજ શાનો?

ઘાંટા વડે નથી પીગળતો એ જોઇ એના મહાવતે

એને લાડ લડાવવા માંડયા. ડચકારીઓ બોલાવે, કંઈ કંઇ વ્હાલસોયા નામે બોલાવે, એનાં વખાણ કરે ને એવી એવી ખુશામત કરે. વળી તને ફ્લા-ણું ખવડાવીશ, ઢીકણું ખવડાવીશ એવાં એવાં વચન આપે. છેવટે કંઈ કંઇ ભાવતી ચીજો મળશે એવું પેલાને લાગ્યું ત્યારે તે પીગળ્યો, અને કામે લાગ્યો. ચપોચપ ભારા પોતાની નીચે ગોઠવવા લાગ્યો. છેક છેવટે તે ઘણો ઉંચો આવ્યો ત્યારે કુવાની ઉપલી ભીંત થોડી તોડી ને એને બહાર કાઢયો.

આટલું કરતાં આખો દહાડો થયો—પુરા ચૌદ કલાકે કામ પતી રહ્યું. પણ લોકોની આફ્ત ટળી ગઇ.

(૮)

હાથી બાદશાહી પ્રાણી છે. બહુ શાંત અને ઠરેલ. ઘણું ખરૂં રાજાઓ પાસેજ એ હોય. લંકા-માં ઘણા થાય અને મ્હેસુર આસામ વગેરે મુલકોમાં પણ થાય છે. વિલાયત તરફ એની નવાઇ ગણાય છે.

કેમકે ત્યાં એ થતું નથી. એના દાંત બહુ કિંમતી વસ્તુ છે, અને તેનાં રમકડાં, કાંસકી વગેરે વસ્તુ બને છે. એમ કહેવાય છે કે હાથી જીવે ત્યારે લાખનો અને મરે તો સવા લાખનો. આનું કારણ એ કે એના દાંતની કિંમત ઘણીજ ઉપજી શકે છે એટલે મરી જાય છે તોયે સાટું વળી રહે છે. લંકાના હાથીઓના દાંત બહુ ટુંકા હોય છે. બીજા હાથી પેઠે લાંબા ને એટલા બધા બહાર નીકળેલા હોતા નથી. પોતાનો ખોરાક ચાવવા માટે હાથીને તેના આ દાંત કશા કામના નથી. તે માટે તો પાછા એને જુદાજ દાંત હોય છે. તે વડે એ ચાવે છે. એ પરથી કહેવાય છે કે હાથીના દાંત બતાવવાના જુદા અને ચાવવાના જુદા. આ કહેવત ડોળઘાલુ માણસો માટે પણ વપરાય છે. પહેલાં હાથીઓ લઢાઇમાં બહુ વપરાતા પણ હવે તેમનો એ રીતે ઉપયોગ થતો નથી. હાથી જ્યારે ગાંડો થઇને છુટે છે ત્યારે એ બહુ વિકરાળ થાય છે અને જે કંઈ વચ્ચે આવે તેનો નાશ કરે છે. પણ એ

રીતે એ જવલ્લેજ ગાંડો થાય છે.

હાથી ઘણું ખરૂં કાળા રંગના હોય છે પણ કેટલેક ઠેકાણે ધોળા હાથી પણ થાય છે. આવા ધોળા હાથીને કેટલાક લોકો પવિત્ર માને છે.

એ બહુ લાંબો વખત જીવે છે. બસો બસો વરસ સુધી પણ એ મરતો નથી. એની કિંમત પણ બહુ હોય છે. તેમ એને ખાવા પણ બહુ જોઇએ છે. એક વાર એક રાજા પોતાના એક નોકર પર ખુશ થઇ ગયો અને કહ્યું કેઃ જા, તને હાથી ભેટ આપ્યો. એટલે તે કહે મહારાજ, એ તે બક્ષીસ થઈ કે સજા? મારાથી એ પ્રાણીનું ખરચ કેવી રીતે વેઠાશે? માટે એવી બક્ષીસ તો જોઇએજ નહિ!

હાથી માત્ર ધમધમ ચાલે જ છે એમ નથી. એ ઘણાં ઘણાં કામ કરી શકે છે. બ્રહ્મદેશ અને મલબારમાં એની પાસે હજુ પણ મજુરી કરાવાય છે અને મોટાં મોટાં લાકડાં ઉંચકી જવાનું કામ એ કરે છે. વળી સરકસમાં પણ એ જાતજાતના

ખેલ કરી બતાવે છે. સરકસમાં એ ચારે પગે ઉભો રહે છે, સલામ કરે છે, નગારાં વગાડે છે, ને એવું એવું કંઈ કંઇ કરી શકે છે. એનામાં બુદ્ધિ ઘણી છે, તેથી એને જેમ કેળવવો હોય તેમ કેળવી શકાય છે અને જાતજાતનાં કામ એ શીખી લે છે.

એ જંગલી પ્રાણી છે અને જંગલમાં રખડે છે. એને પકડવો એ બહુ મહેનતનું કામ છે. વળી પાળેલા હાથીની મદદની પણ તેમાં જરૂર પડે છે. જંગલમાં મોટા ઘણા ઉંડા ખાડા ખોદીને તેની ઉપર ઘાસ વગેરે એને ભાવતી વસ્તુ ઢાંકી દે છે. તે ખાવા આવતાં એ ખાડામાં પડે છે અને પછી એને બાંધીને કાઢી લે છે. આવી રીતે હાથીને પકડવાનું કામ કરી શકે તે લોકોને કમાણી ભારે થાય છે. તેમને જીવનું જોખમ પણ ઘણું; કેમકે એ વિફરે તો આઘું પાછું જોયા વગર મારી પણ નાંખે. હાથીને પકડવાનું કામ શિયાળામાંજ થઈ શકે છે.

ઘણુંખરૂં અક્ટોબરથી માર્ચ સુધીના મહિના તે માટે ફાવે છે.

સમાપ્ત

# બાલોદ્યાનમાલાના કાયમી

## ગ્રાહક બનો

ઘણી બાજુએથી આ માળાના કાયમી ગ્રાહક બનવા માટે પૂછપરછ આવ્યા કરે છે. તેથી એવો નિયમ કર્યો છે કે જે કોઇ ભાઇ યા બહેન રૂ. ૪ અમારે ત્યાં અનામત મૂકશે તેને અનામત મળ્યાની તારીખ પછી બહાર પડતાં પુસ્તકો નિયમિત રીતે મળશે અનામત મૂકવાનો લાભ એ છે કે પુસ્તકોનું ટપાલ ખર્ચ સંસ્થા ભોગવશે અને ગ્રાહકને છાપેલી કિંમતે ઘર બેઠાં ચોપડા મળશે. આ રીતે મૂકેલી રકમનો બરાબર હિસાબ રખાશે અને રકમ પૂરી થતાં ગ્રાહકને ખબર આપી વધુ નાણાં મંગાવી લેવાશે. આમાં કોઇ જાતની દાખલ ફી કે કશું નથી. છેક ઓછી કિંમતની ચોપડીઓ હશે તો બે બે ત્રણ ત્રણ સાથે મોકલાવી દેવાશે. વરસના ગાળામાં રૂ. ચારથી વધુ લાગત ગ્રાહકને આવશે નહિ પણ ચોપડીઓ અમુક આંતરે બહાર પડેજ, એવો કંઇ નિયમ નથી. અનામત મળ્યા પહેલાંના પુસ્તકો ગ્રાહકને જોઇશે, તો પૂરી કિંમતે અપાશે. પણ બધાં સાથે લેશે તો વળતર કાપવામાં આવશે. આજેજ

મનીઓર્ડર કરો.

# બાળસાહિત્યનો ગાંડીવ ટંકાર

| | | |
|---|---|---|
| ૧ | ટોલ્સ્ટોયની ત્રણ વાતો | ૦—૫—૦ |
| ૨ | બકુલ | ૦—૬—૦ |
| ૩ | બીરબલનો બન્ધુ | ૦—૮—૦ |
| ૪ | મૂરખરાજ (ટોલ્સ્ટોય) | ૦—૮—૦ |
| ૫ | નીલમ | ૦—૬—૦ |
| ૬ | ભીષ્મ અને યુધિષ્ઠિર | ૦—૪—૦ |
| ૭ | બાળવિહાર (૧) | ૦-૧૨-૦ |
| ૮ | જય બજરંગ | ૦—૬—૦ |
| ૯ | વાઘોનું વન | ૦—૪—૦ |
| ૧૦ | જાદુઈ હાર | ૦—૪—૦ |
| ૧૧ | બરફીપુરી | ૦—૪—૦ |
| ૧૨ | સોનાકુમારી | ૦—૪—૦ |
| ૧૩ | તોફાની ટીપુડો | ૦—૬—૦ |
| ૧૪ | કચુંબર | ૦—૩—૦ |
| ૧૫ | ધૂપસળી | ૦—૪—૦ |
| ૧૬ | બાળવિહાર (૨) | ૦—૬—૦ |
| ૧૭ | મોતીના દાણા | ૦—૫—૦ |
| ૧૮ | એક હતો કૂતરો— | ૦—૪—૦ |
| ૧૯ | કેરીનાં ભજીયાં | ૦—૩—૦ |
| ૨૦ | નવનીત | ૦—૩—૦ |
| ૨૧ | મેઘધનુષ | ૦—૪—૦ |
| ૨૨ | મિયાઉં | ૦—૧—૦ |
| ૨૩ | હાથી ધમધમ ચાલે | ૦—૧—૦ |

---

| | | |
|---|---|---|
| | બાંધણું | ૦—૫—૦ |
| | આખા સેટનું ટ. ખ. | ૧—૧—૦ |